# आम्नायतत्वतरङ्गिणी ॥

# दुर्मतद्रुमोन्मूलिनी ॥

છપાવી પ્રસિદ્ધ કર્તા

પવશાસ્ત્રી, મોતીલાલ છગનલાલ પુરોહિત.

મુ. શાહુતાપુર, તા. નડીઆદ.

સંવત ૧૯૬૫. સને ૧૯૦૯

કિંમત ૦-૨-૦ બે આના.

# श्री शारदाम्बा विजयतेतराम्

# ખાનદેશ.

નંદુરબારના કોથુમી શાખા ધ્યાયી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ સમસ્તની અરજી આવ્યા ઉપરથી શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યશ્રી શારદા પીઠાધિશ્વર મહારાજ તરફથી આપેલો—

## ॥ शास्त्रार्थ ॥

સર્વ વર્ણાશ્રમીઓને યથાધિકાર ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ કરવું અને શિવની ઉપાસના કરવી એજ વેદવિહિત છે અને કુંકુમ ગુલાલનું ઉર્ધ્વ પુંન્ડ્ર ધારણ કરવું તથા તૃણકાષ્ટની કંઠી પહેરવી એ વેદ બાહ્ય છે તેનો—

## ॥ निर्णय ॥

શુદ્ધ વૈદિક મતાનુયાયી સ્માર્ત પ્રજાના ઉપકારાર્થે તથા સમસ્ત પ્રજાને વૈદિક સિદ્ધાન્તના પ્રબોધને માટે ગુજરાતીમાં ભાષાન્તર કરનાર બ્રહ્મનિષ્ઠ બ્રહ્મચારી પૂર્ણાનંદ સ્વરૂપ નીસ્બત પાદુકા સ્વારી શારદાપીઠ—

છપાવી પ્રસિદ્ધ કરનાર

વૈદ્યશાસ્ત્રી, મોતીલાલ છગનલાલ પુરોહિત

શાસ્તાપુર તા. નડીયાદ.

કીંમત. ૦-૨-૦ બે આના.

અમદાવાદ યુનાઈટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલ એજન્સી
કંપની લીમીટેડ—પત્થર કુવા—અમદાવાદ.

# છપાવનારનો ઉદ્દેશ.

વાંચનાર મહાશયોને વિદિત કરવામાં આવે છે કે હાલમાં ઘણાખરા પ્રાકૃત સંપ્રદાયવાળાઓના રચેલા ભાષા ગ્રંથોમાં પરમ વૈદિક ભસ્મ રૂદ્રાક્ષ ત્રિપુંડ્ર ધારણ તથા શિવોપાસનાની લોકોત્તર નિન્દા લખેલી જોવામાં આવે છે, અને તેમાં પ્રમાણરૂપ કેટલાએક નિર્મૂલ શ્લોકો પણ આપેલા છે, તેવા ખેદજનક લખેલાં આક્ષેપો મારા જોવામાં આવવાથી વિચાર ઉત્પન્ન થયો કે અનાદિ પરંપરાથી વારાણસી ( કાશી ) આદિ પ્રસિદ્ધ વિદ્યા પીઠ સ્થાનોમાં ષડંગ વેદાધ્યયન કરવાવાળા પ્રત્યેક વૈદિક વ્યક્તિયોમાં તથા સકલ શાસ્ત્ર રહસ્ય વેત્તાઓના મંડલોમાં સાંપ્રત કાળસુધી ચાલતો આવેલો ભસ્મ રૂદ્રાક્ષ ધારણ ધર્મ છે, તો તે વેદ વિરૂદ્ધજ છે કે કેમ ? એવા શંકા રપદરૂપ થયેલા વિચારને તપાસતાં થોડી મુદતમાં આ નિર્ણય મારા વાંચવામાં આવ્યો, તેથી મારી ખાત્રી થઇ કે ભસ્મ રૂદ્રાક્ષ ધારણાદિના નિષેધ સાથે જે નિન્દા લખવામાં આવી છે. તે તો કેવલ વૈદિક માર્ગના મૂલનો નાશ ઇચ્છનાર કેટલાએક ધૂર્ત મૂર્ખ અને વેદ વિરોધીયોનું આ આસુરી કૃત્યજ છે, તેથી હમારા દ્વિજ વર્ગને એવા પ્રાકૃત ગ્રંથોથી નહિ ઠગાવા બાબત વિદિત કરવાના હેતુથીજ હમોએ આ નિર્ણય છપાવી બહાર પાડયો છે જેથી દ્વિજ વર્ગને ઘણો લાભ થશે એમ આશા રાખુછું

લી, વૈદ્યશાસ્ત્રી, મોતીલાલ છગનલાલ
પુરોહિત,

॥ श्री शारदाम्बा विजयतेतराम् ॥

द्वा० शा०
सं. जा. अङ्क
९२/१९६५

श्री द्वारका
धीशो विजयते
जगद्गुरु श्रीमच्छंकरा
चार्य श्री शारदामठ
द्वारकासंस्थानाधीश्वर
महाराज.

द्वा० शा०
सं. आ. अङ्क
२२/१९६५

श्रीमत्परमहंसपरिव्राजकाचार्यवर्य पदवाक्यप्रमाणपारावारपारीणयमानियमासनप्राणायामप्रत्याहारधारणाध्यान समाध्यष्टांगयोगानुष्ठान निष्ठतपश्चर्या चरणचक्रवर्त्यनाद्यविच्छिन्नगुरुपरंपराप्राप्तषण्मतस्थापनाचार्य सांख्यत्रयप्रतिपादकवैदिकमार्गप्रवर्तकनिखिल निगमागमसारहृदय-श्रीमत्सुधन्व-साम्राज्यप्रतिष्ठापनाचार्यश्रीमद्राजाधिराजगुरूभूमंडलाचार्य-चातुर्वर्ण्यशिक्षक गोमती तीरवासश्री मद्द्वारकापुरवराधीश्वरपाश्चिमाम्नाय -श्रीमच्छारदापीठाधीश्वर-श्रीमद्राजराजेश्वर शंकराश्रमस्वामिवर्यचरणकमलभृंगायमानश्रीमन्माधवतीर्थस्वामिनां

परमप्रिय शिष्य कोटि प्रविष्टान् श्रौत स्मार्त धर्म निष्ठान्नन्दुरबार ग्रामवावास्तव्यान् सामवेद कौथमि

शाखाध्यायिनः श्रीमाली ब्राह्मण ज्ञाती समस्तान् प्रति प्रत्यग्ब्रह्मैक्यानुसंधान नियतनारायणस्मरणसंसूचिताशिषस्समुल्लसंतुतराम्. जगद्गुरूणां महेश्वरा परावतारश्रीमच्छंकरभगवत्पूज्यपादाचार्याणामादिमैकांतिक स्थान द्वारकास्थश्रीमच्छारदापीठगोचराभक्तिरनव विकश्रेयोनिदानमिति सार्वजनीनमेसत्,

१ भवाद्भिः प्रेषितमभ्यर्थना पत्रं भाद्रपद कृष्ण नवम्यां मन्दवासरे १९६४ विक्रमाब्दे सम्प्राप्तं तदवलोच्य सखेदाश्चर्यान्तरङ्गा वय मिदं तावत्पृच्छामः । शूद्र[१]

१. शुद्रकोटी प्रविष्ट एटले वाणिआओ जाती शूद्र नहिं छतां वैश्य जातीना योग्य द्वीज संस्कारादिक त्याग करवाथी शूद्र कोटीमां प्रवेश थया गणाय छे.

तमारु मोकलेलुं प्रार्थना पत्र संवत १९६४ना भादरवा वदी ९ ने शनिवारे मल्युं, तेनुं अवलोकन करतां मोटा खेद सह आश्चर्यथी प्रथम तमोने पुछीए छीए. जे शुद्र कोटिमां प्रविष्ट थयेला एवा वाणिआओ तमो ब्राह्मणोने परम वैदिक भस्म रुद्राक्ष त्रिपुन्ड्रनो त्याग करवा माटे फरज पाडे छे अने पोतानो करीने मानेलो तथा वैदिकत्व गंधनो पण अत्यंत अभाव जेमां कहेलो कुंकुंम अने गुलाल द्रव्यनुं ऊर्ध्वपुन्ड्र तथा तृण काष्टादिक निर्मित कंठी धारणनी पण फरज पाडे छे एवुं जे तमोए जणाव्युं ते शुं खरुं छे? ते खरुं होय एम अमे मानता नथी.!!

कोटि प्रविष्टा वणिजो युष्मान् ब्राह्मणान् परमवैदिक भस्म त्रिपुण्ड्र धारणं परित्यक्तुं स्वात्मी यत्वेनाभिमत वैदिकत्व गन्धात्यन्ताभावभावित कुंकुम गुलाल विरचितोर्ध्वपुण्ड्र तृणकाष्ठ निर्मित ग्रैवेयक धारणं चाज्ञापयन्तीति यद्भवाद्भि रावेदितं तत्किं सत्यम्? नैतत्सत्य मिति मन्यामहे ॥ १ ॥

२ यदि च तथ्यं प्रत्यक्ष कलिमूर्त्तयस्ते[1] वणिजः

---

१. કલિમૂર્તિ=જાણી બુજીને કલેશ ઉત્પન્ન કરનાર એટલે શ્રીમાળી બ્રાહ્મણો *પુરાણ કાળથીંજ શ્રાવક, પોરવાડાદિક ૧૨ વણિકજ્ઞાતિના કુલ ગુરૂ છે ત્યારથી તે વણિક જ્ઞાતીના પૂર્વજો એ શ્રીમાળી બ્રાહ્મણોને પૂજતા આવેલા છે. અને વણિક જ્ઞાતીના ભક્તિ માર્ગના ઉપદેશક ગુરૂ તે આધુનિક (આશરે સાડા ચારસો વર્ષથી ) જેનું અસ્તિત્વ છે. એ ધર્મની ઉત્પત્તિના પૂર્વે એ વણિકો કોઈ એક ધર્મમાં હોવા જોઈએ, અને વણિકો એ એમનો પૂર્વનો ધર્મ બદલી હાલનો ભક્તિમાર્ગ સ્વિકાર્યો ત્યારથી અદ્યાપી સુધી પણ તેમના કુલગુરૂઓ ( બ્રાહ્મણો ) સ્માર્ત ધર્મીજ છે. વાણીઆઓના પૂર્વજોએ પણ વૃત્તિ કરવા માટે ધર્મ બદલવાની શ્રીમાળી બ્રાહ્મણોને પ્રત્યક્ષ વા આડકતરી રીતે અદ્યાપી ફરજ પાડી નથી. હાલ માં તેઓએ પારકી જ્ઞાતિના ટંટામાં પડી આડકતરી રીતે ધર્મ બદલવાની ફરજ પાડીને આ કલેશ ઉભો કર્યો છે માટે તે કલહ પ્રીય હોવાથી તેમને કલિમૂર્ત્તિ એવું કહેવા માં વાંધો ગણાશે નહિ.

भवन्तो ब्राह्मणाश्च जीवच्छव तुल्या यतो युष्मानत्रै-
वर्णिका धर्म मुपदिशन्त्याज्ञापयन्तिच प्रेष्यबद्धाहन्त क-
लेरेष महिमा ॥ श्रूयन्तां प्रियतमाः नवृत्यर्थ मत्यन्त-
दैन्य मवलम्ब नीयम् ॥

॥ योमे गर्भ गतस्या दौ वृत्तिं कल्पित वान्प्रभुः ॥
॥ शेष वृत्ति विधानाय सकिं सुप्तोऽथवा मृतः ॥

इति वाक्यार्थ मनुसंधाय धैर्यमालम्ब्यैक्यमत्या स्थी-
यताम् । ऐक्यमत्याचे त्स्थास्यति भवन्तस्तर्हि सुरेन्द्रोपि
भवच्चरणसन्निधमागत्य क्षमाम भ्यर्थ येन्नात्र सन्देहः
कर्त्तव्य स्तथा चाहुरभियुक्ताः ॥

॥ बहुना मप्य साराणां संहतिः कार्य साधिका ॥
॥ तृणै रावेष्ट्यते रज्जुर्य यानागोपि बध्यते ॥
इत्यास्तां विस्तरः ॥

અને જો ખરૂંજ હોય તો તે વાણીઆ પ્રત્યક્ષ કલિ-
મૂર્ત્તિજ જાણવા અને તમો બ્રાહ્મણો પણ જીવતા શબ
સરખાજ છો. કેમકે તમોને અત્રૈ વર્ણિકો ધર્મનો ઉપદેશ
કરે છે. અને દાસ સરખી આજ્ઞા કરે છે. આહાહા !!!
એ કલિયુગનુંજ મહાત્મ્ય છે.

પ્રિય શિષ્યો !!!

શ્રવણ કરો કે વૃત્તિ ( ઉપજીવિકા ) ને માટે અત્યંત
દીન થશો નહિં કેમકે ( શ્લોકાર્થ ) જે પ્રભુએ ગર્ભમાં

આવતા પહેલાં મારે માટે દુધરૂપી વૃત્તિ કલ્પિ, હવે બાકી ની વૃત્તિને માટે આજ તે પ્રભુ શું સુતો છે? અગર મરણ પામ્યો છે?

આ વાક્યના અર્થ ઉપર ધોરણ રાખી ધીરજ રાખી ઐક્યત્વનો આશ્રય કરો, ઐક્યતાથી જો તમો રહેશો તો ઇન્દ્ર પણ તમારી પાસે આવીને ક્ષમા માગશે, એમાં સંદેહ કરવો નહિં. એ વિષે કહ્યું છે કેઃ— ( શ્લોકાર્થ )

અસાર વસ્તુ હોય તેના પણ સમુદાય શક્તિથી મોટાં કામ થઇ શકે છે. તેમાં દ્રષ્ટાંન્ત એ છે જેઃ— શ્રીફળ અગર બીજા તૃણના એક એક તણખલાને આંબળા દઇને ત્રેવડા કરી મોટાં મોટાં દોરડાં બનાવાય છે. તે દોરડાંનાં જુદાં જુદાં તણખલાં ઐક્યતાથી એકત્ર દ્દઢ રહેલાં છે તેથી તે દોરડાથી હાથીઓ બંધાય છે. પણ તેમાંથી જો એક એક તણખલું જુદું કઢાય તો કશું પણ કાર્ય થાય નહિં તેજ પ્રમાણે ન્યાતમાં પણ સમુદાયશક્તિ એક થવાથી જે કામ ધારે તે થઇ શકે છે.

૨ अथ प्रकृत मनुस रामः । तत्र भवाद्भिर्यत्पृष्टं । कुंकुम गुलालाभ्यामूर्ध्वे पुण्ड्र तृणकाष्टनिर्मित कण्ठी. पदवाच्य मालिका धारणंच वैदिकम वैदिकं वा । ब्राह्मणैस्तद्धार्यमधार्यंवेत्ति । तत्रोच्यते ॥

હવે ચાલતા વિષય ઉપર વિચાર કરીએ ત્યાં તમોએ જે પુછ્યું કે કુકુંમ અને ગુલાલનું ઊર્ધ્વપુંડ્ર તથા તૃણ અને કાષ્ટ નિર્મિત કંઠી ધારણ એ વૈદિક છે કે અવૈદિક છે??

અને બ્રાહ્મણોએ તે ધારણ કરવાં અગર ન કરવાં ? તે વિષે કહેવામાં આવે છે.

४ यथोक्तो र्ध्वपुण्ड्र कण्ठी धारण यो र्वेद वैदिक प्रस्थानेषु कुत्राप्यनुप लम्भा त्सर्वथा अवैदिकत्व मेवेति निश्चयः । तस्मात् वैदिक धर्माधि कृतैस्त्रैवर्णिकै रेतद्वयं कदापि न धार्यम् ।

एवं च वर्णमूर्धन्यै र्ब्राह्मणै र्दूरतः परित्याज्य मेवेति किमुवक्तव्यम् ।

किं च

॥ ब्राह्मणस्य त्रिपुण्ड्रं स्या त्क्षत्रियस्यार्ध चन्द्रकम्
॥ वैश्यानां वर्त्तुलाकारं शूद्राणां चोर्ध्वपुण्ड्रकम् ॥

इत्यस्ति वर्ण साधारण तिलक विधायिनी स्मृतिः । अतएव श्रावकाः स्ववर्ण क्रमामतं वर्तुलाकारं तिलक मद्यावधि कुर्वन्ति, शूद्राश्चोर्ध्वपुण्ड्र मिति सर्वेषां नः प्रत्यक्षम् । श्रावका एवाहि भूत पूर्वा वैश्याः । इतरत्र क्वचि दृश्यमान मूर्ध्वपुण्ड्र कण्ठी धारणादिक मुदरपोषण मात्र प्रयोजक मिति न विस्मर्त्तव्यम् । तत्र प्रस्तुत प्रसङ्ग एव प्रमाणम् । यथेदानीं तथा पूर्वमप्युपजीविका विनाश भियाकै श्चि दुदरम्भरै र्द्विजैरपि स्वीकृतोयं शूद्र धर्मइ त्यनु मीयते । वस्तु तस्तु त्रिपुण्ड्रमेव तिलकं श्रौत-

तया पुनः श्रौत स्मार्त नित्य नैमित्तिक धर्मानुष्ठान योग्यता संपत्संपादक तया श्रूयते सर्व वर्णाश्रमिणां श्रूति स्मृति कल्पसूत्रेतिहासपुराणेषु । तत्किल मुख्यया वृत्या विभूत्त्य पर पर्यायं भवाति तावद्भस्म । वृत्यातु भाक्तया चन्दना घुप जायते धारणे चास्य श्रुतयः

शतमां भूतिं नर्य्यां जिगायत । तनामोजिष्ठां देवहितांच ऋत्विजः ॥ १ ॥

भसद्य भस्मना योनिमपश्च पृथिवीमग्ने । स ॐ मृज्य मात्तृ भिष्ट्वं ज्योतिष्मान्पुनरा सद ॥ य. अ. १२।३८

त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टि वर्द्धनम् । उर्वा रुकमिव बन्धनान्मृत्यो र्मुक्षीयमामृतात् ॥ य. ३ । ५६

त्र्यायुषं जमदग्नेः । कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषम् । तन्नो अस्तु त्र्यायुषम् । य. ३ । ६२ ।

अग्नि रिति भस्म । वायु रिति भस्म । जलमिति भस्म स्थलमिति भस्म । व्योमेति भस्म ॥ सर्वं । ॐ ह्वाइदं भस्म ।

॥ त्रिपुण्ड्रं कारये त्पश्चा ब्द्रह्मविष्णु शिवात्मकम् ।
॥ मध्याङ्गुलि भिरादाय तिसृभिर्मूल मन्त्रतः ॥
॥ अनाम मध्यमाङ्गुष्ठै रथवा स्या त्रिपुण्ड्रकम् ।

॥ ललाटे हृदये नाभौ गलेच मणिबन्धयोः ॥
॥ वाहु मध्ये बाहु मूले पृष्ठे चैवच शीर्षके ॥

॥ ललाटे ब्रह्मणे नमः ॥ हृदये हव्य वाहनाय नमः ॥ नाभौ स्कन्धाय नमः ॥ गले विष्णवे नमः । मध्ये प्रभञ्जनाय नमः । मणिबन्धे वसुभ्यो नमः । पृष्ठे हरये नमः । ककुदि शंभवे नमः । शिरसि परमात्मने नमः । इत्यादि स्थानेषु त्रिपुण्ड्रं धारयेत् ।

॥ त्रिनेत्रं त्रिगुणा धारं त्रयाणां जनकं प्रभुम् ॥
॥ स्मर न्नमः शिवायेति ललाटे तत्रिपुण्ड्रकम् ॥
॥ कुर्प राधः पितृभ्यांतु इशाना भ्यां तथोपरि ॥
॥ ईशाभ्यां नम इत्युक्त्वा पार्श्व योश्च त्रिपुण्ड्रकम् ।
॥ स्वच्छाभ्यां नम इत्युक्त्वा धारयेत्तत्प्रकोष्ठयोः ॥
॥ भीमायेति तथा पृष्ठे शिवायेति च पार्श्वयोः ॥
॥ नीलकण्ठाय शिरसि क्षिपे त्सर्वात्मने नमः ॥
॥ पापं नाशयते कृत्स्न मपि जन्मान्तरार्जितम् ॥
॥ कण्ठो परिकृतं पापं नष्टं स्यात्तत्र धारणात् ॥
॥ कर्णे तु धारणा त्कर्ण रोगादिकृत पातकम् ॥
॥ बाह्वो र्बाहु कृतं पापं वक्षःसुमनसा कृतम् ॥
॥ नाभ्यां शिश्नकृतं पापं पृष्ठे गुदकृतं तथा ॥
॥ पार्श्वयो र्धारणा त्पापं परस्त्र्यालिंगनादिकम् ।

॥ तद्भस्म धारणं कुर्यात् सर्वत्रैव त्रिपुण्ड्रकम् ॥
॥ ब्रह्म विष्णु महेशानां त्र्यग्न्याग्नीनां च धारणम् ॥
॥ गुण लोक त्रयाणां च धारणं तेन वैश्रुतम् ॥
॥ तेनाधीतं श्रुतं तेन तेन सर्व मनुष्ठितम् ॥
॥ येन विप्रेण शिरसि त्रिपुण्ड्रं भस्मना धृतम् ॥
॥ त्यक्त वर्णाश्रमा चारो लुप्त सर्वक्रियोऽपियः ॥
॥ सकृत्तिर्यक् त्रिपुण्ड्रांक धारणा त्सोऽपि पूज्यते ॥
॥ ये भस्म धारणं त्यक्त्वा कर्म कुर्वन्ति मानवाः ॥
॥ तेषां नास्ति विनिर्मोक्षः संसाराज्जन्म कोटिभिः ॥
॥ महा पातकयुक्तानां पूर्व जन्मार्जिता गसाम् ॥
॥ त्रिपुण्ड्रो ध्धूल ने द्वेषो जायते सुदृढं बुधाः ॥
॥ येषां कोपो भवेत् ब्रह्मन् ललाटे भस्म दर्शनात् ॥
॥ तेषा मुत्पत्ति सांकर्य मनुमेयं विपश्चिता ॥
॥ येषां नास्ति मुने श्रद्धा श्रौते भस्मनि सर्वदा ॥
॥ गर्भाधानादि संस्कार स्तेषां नास्तीति निश्चयः ॥
॥ ये भस्म धारिणं द्रष्टवा नराःकुर्वन्तिताडनम् ॥
॥ तेषां चण्डालतो जन्म ब्रह्मन्नुह्यं विपश्चिताः ॥
॥ येषां क्रोधो भवेत् भस्म धारणे तत्प्रमाणके ॥
॥ ते महापातकैर्युक्ता इति शास्त्रस्य निश्चयः ॥
॥ त्रिपुण्ड्रं ये विनिन्दन्ति निन्दन्ति शिव मेवते ॥

॥ धारयन्ति चये भक्त्या धारयन्ति शिवंचते ॥
॥ धिग् भस्म रहितं भालं धिग्ग्राम मशिवालयम् ॥
॥ धिग नीशार्चनं जन्म धिग्विद्या मशिवाश्रयाम् ॥
॥ रुद्राग्नेर्यत्परं वीर्यं तद् भस्म परिकीर्तितम् ॥
॥ तस्मात्सर्वेषु कालेषु वीर्यवान भस्म संयुतः ॥

કુંકુમ ગુલાલનું ઊર્ધ્વપુંડ્ર તથા કંઠી ધારણ વેદ અને વૈદિક પ્રસ્થાનોમાં કોઈ પણ જગાએ ન મળવાથી સર્વ પ્રકારે અવૈદિકજ છે, એમ નિશ્ચય છે. માટે વૈદિક ધર્મના અધિકારી ત્રૈવર્ણિકોએ તે બન્નેને કદાપી ધારણ કરવાં નહિં તો બધા વર્ણમાં મુખ્ય એવા બ્રાહ્મણોએ એનો દુર થી ત્યાગ કરવો એમ શું કહેવું પડે છે ? ?

કેમકે બ્રાહ્મણે ત્રિપુંડ્ર તિલક કરવું અને ક્ષત્રીઓએ અર્ધ ચન્દ્રાકાર તિલક કરવું. અને વૈશ્યોએ ગોળ તિલક ( ચાંલ્લો ) કરવું. તથા શૂદ્રોએ ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું એ પ્રમાણે બધા વર્ણોને માટે તિલક વિધાનની સાધારણ સ્મૃતિ છે. માટેજ શ્રાવકો સ્વવર્ણક્રમથી ચાલતું આવેલું વર્તુલાકાર તિલક હજુ સુધી કરે છે. અને શૂદ્રો ઊર્ધ્વપુંડ્ર ધારણ કરે છે. એ વાત સર્વેને પ્રત્યક્ષ છે. પૂર્વકાલના વૈશ્ય શ્રાવક છે. બીજી ઉંચી વર્ણોમાં ઊર્ધ્વપુંડ્ર અને કંઠી ધારણ ક્વચિતજ જોવામાં આવે છે. તે માત્ર ઉદર પોષણાર્થેજ દાખલ થએલું છે. તે ના ભૂલવું એમાં ચાલુ પ્રસંગજ પ્રમાણભૂત છે. જેમ હાલ તેમ પ્રથમ પણ ઊપજીવિકા વિનાશના ડરથી કેટલાએક દ્વિજોએ પેટને અર્થે આ શૂદ્ર ધર્મ સ્વિકારેલો છે. એવું અનુમાન થાય છે.

ખરી રીતે તો ત્રિપુંડ્રજ તિલક શ્રાત છે. સર્વે વર્ણ અને સર્વે આશ્રમીઓને શ્રૌત સ્માર્ત નિત્ય નૈમિત્તિક ધર્માનુષ્ઠાન અધિકાર સંપત્તિ સંપાદન કરવાનું સાધન છે એમ શ્રુતિ સ્મૃતિ કલ્પસૂત્ર ઇતિહાસ પુરાણોમાં વર્ણવેલું છે. તે ત્રિપુંડ્ર તિલકનું દ્રવ્ય મુખ્ય વૃત્તિથી વિભુતિ છે. જેનું બીજું નામ ભસ્મજ છે. અને ગૌણ વૃત્તિએ. ચંદનાદિક લેવાય છે. એના પ્રમાણમાં આ નિચેની શ્રુતિઓ પ્રમાણ ભૂત છે.

૨ હે અગ્નિ –તમે યોનિ એટલે કારણભૂત પૃથ્વી અને જળથી પ્રાપ્ત તથા જળથી મીશ્રિત થઇ અર્થાત્ એક રૂપ થઇને તથા તત્ સ્વરૂપ પ્રાપ્ત થઇને ફરીથી પોતાના સ્વસ્થાનમાં સુખરૂપ નિવાસ કરો.

દિવ્યગંધથી યુક્ત, મર્ત્ય ધર્મ રહિત અને ધન ધાન્યાદિક ઐશ્વર્યની વૃદ્ધિ કરનારા એવા ત્રિનેત્રવાળા રૂદ્ર માહાદેવ તેને અમો પુજીએ છીએ. જે પુજાથી રૂદ્રપ્રસાદ વડે અમો અપ મૃત્યુ અને સંસાર મૃત્યુ થકી મુક્ત થઇએ અને સ્વર્ગ તથા મોક્ષ સ્વરૂપ અમૃતથી મુક્ત ન થઇએ અર્થાત્ અમોને તે સ્વર્ગ તથા મોક્ષ પ્રાપ્ત થાઓ.

ત્ર્યાયુષં–એટલે બાલ્ય યૌવન અને વૃદ્ધાવસ્થાનું જે જમદગ્નિ રૂષિનું આયુષ્ય. તેમજ કશ્યપ એ નામના પ્રજાપતિનું અવસ્થા ત્રયનું જે આયુષ્ય તેમજ ઇન્દ્રાદિક દેવતાનું અવસ્થાત્રયનું જે આયુષ્ય. અમોને પ્રાપ્ત થાઓ. જમદગ્નિ આદિ રૂષિઓની બાલ્યાદિક અવસ્થામાં જેવાં ચરિત્ર તેવાં ચરીત્ર અમોને પ્રાપ્ત થાઓ.

( આ બંન્ને ભસ્મના અભિમંત્રણના મંત્ર છે )

અગ્નિ, વાયુ, જલ, પૃથ્વિ, આકાશ એ સર્વ ભસ્મ સ્વરૂપ છે. અને આ બધું વિશ્વ ભસ્મ સ્વરૂપ છે.

ઉપરના મંત્રોનો ઊચ્ચાર કરી પાછળથી બ્રહ્મા વિષ્ણુ શિવ સ્વરૂપ એવુ ત્રિપુડ્ર મધ્યની ત્રણ આંગળીઓએ ભસ્મનું કરવું. અથવા અનામિકા, મધ્યમા, અને અંગુઠ વડે પણ ત્રિપુન્ડ્ર થાય છે. લલાટ, હૃદય, નાભી, કંઠ, બંન્ને કાંડાં, બાહુ મધ્ય, બાહુ મૂળ, બરડો, માથું એ બધા સ્થાનોમાં ક્રમે કરીને ઉપરના મંત્રોથી ભસ્મ લગાડવું તેનો અર્થ સ્પષ્ટ છે.

ત્રણ નેત્રવાળા, ત્રણ ગુણુના આધાર ભૂત સ્વર્ગ મૃત્યું અને પાતાલ ના ઊત્પન્ન કરનાર એવા શિવજીને નમસ્કાર કરીને લલાટને વિષે ત્રિપુન્ડ્ર ધારણ કરવું.

કોણીના હેઠળ ભાગમાં **पितृभ्यांनमः** એવો ઉચ્ચાર કરીને તથા કોણીના ઉપર ભાગમાં **इशानाभ्यांनमः** એવો ઉચ્ચાર કરીને ત્રિપુન્ડ્ર કરવું. પાર્શ્વભાગમાં પણ ત્રિપુન્ડ્ર કરવું **स्वच्छाभ्यांनमः** એવો ઉચ્ચાર કરીને પ્રકોષ્ઠ (ખ-રપડીઓ) ભાગમાં ત્રિપુન્ડ્ર કરવું **भीमायनमः** એવો ઉ-ચ્ચાર કરીને પૃષ્ટ ભાગને વિષે ત્રિપુન્ડ્ર કરવું **शिवायनमः** એવો ઊચ્ચાર કરીને બે પાંસળાંના ભાગમાં ત્રિપુન્ડ્ર કરવું **निलकण्ठायनमः** એવો ઉચ્ચાર કરીને માથાના ભાગમાં ત્રિપુન્ડ્ર કરવું. અને **सर्वात्मने नमः** એવો ઉચ્ચાર કરીને સર્વાંગમાં ત્રિપુન્ડ્ર કરવું.

એમ કરવાથી જન્માંતરો પાર્જીત સંપૂર્ણ પાપનો નાશ થાય છે. કંઠમાં ધારણ કરવાથી કંઠનું પાપ નાશ થાય છે કર્ણને વિષે ધારણ કરવાથી કર્ણના રોગ ઉત્પન્ન

કરવા વાળા પાપનો નાશ થાય છે બાહુના ઉપર ધારણ કરવાથી બાહુનાં કરેલાં પાપોનો નાશ થાય છે. વક્ષસ્થળમાં ધારણ કરવાથી મનનું કરેલું પાપ નાશ થાય છે. નાભીમાં ધારણ કરવાથી. શિશ્નકૃત પાપ નાશ થાય છે. પૃષ્ટે લગાડવાથી ગુદાકૃત પાપ નાશ થાય છે. પાર્શ્વ ભાગમાં લગાડવાથી પરસ્ત્રી આલિંગનાદિ પાપ નાશ થાય છે. તેટલાજ માટે સર્વ ભાગોમાં ત્રિપુન્ડ્ર ધારણ કરવું. ભસ્મ ધારણ કરવાથી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તથા વેદત્રય તથા દક્ષિણાગ્નિ ગાર્હપત્ય, અને આ હવનીય એવા ત્રણ અગ્નિ તથા. સત્વ, રજ, તમ એવા ત્રણ ગુણ. તથા સ્વર્ગ મૃત્યુ અને પાતાલ ત્રણે લોકને ધારણ કરવાનું ફળ છે. જે બ્રાહ્મણો માથા ઉપર ત્રિપુન્ડ્ર ભસ્મથી ધારણ કરે છે. તેજ સર્વ વિદ્યા ભણેલો કહેવાય, અને તેજ સર્વ શાસ્ત્ર શ્રવણ કરનારો કહેવાય. અને તેજ સર્વ કર્મનો અનુષ્ઠાની કહેવાય છે.

સર્વવર્ણ આશ્રમ ધર્મનો ત્યાગ કરવા વાળો, સર્વ કર્મના લોપ વાળો પણ એક વખત ત્રિપુન્ડ્રનું ચિન્હ ધારણ કરવાથી પૂજ્ય થાય છે. જે મનુષ્ય ભસ્મ ધારણને ત્યાગ કરી કર્મ કરે છે. તેમની કોટી જન્મ સુધી સંસારથી મુક્તિ નથી. મહાપાતક કરવા વાળા તથા પૂર્વ જન્મમાં કરેલા અનેક પાતકો વાળાઓનેજ ત્રિપુન્ડ્ર ધારણ કરવામાં દૃઢ દ્વેષ ઉત્પન્ન થાય છે. જે લોકોને સામાના લલાટમાં ભસ્મ જોઇને ક્રોધ ઉત્પન્ન થાય છે તેઓની ઉત્પત્તિમાં સાંકર્યનું અનુમાન કરવું. જેઓની વૈદિક ભસ્મ ધારણમાં શ્રદ્ધા નથી તેના ગર્ભાધાનાદિક સંસ્કાર થયા નથીજ. એવો નિશ્ચય છે. ભસ્મ ધારણ કરવા વાળાને જે

લોકો મારે છે તેનો જન્મ ચણ્ડાલથી હોવો જોઇએ. એમ વિદ્વાનોએ જાણવું. જે માણસને ભસ્મ ધારણ તથા તેના પ્રમાણ ગ્રંથોમાં ક્રોધ ઊપજ થાય છે તેઓને મહાપાતકી સમજવા એવો શાસ્ત્રોનો નિર્ણય છે. જે ત્રિપુન્ડ્રની નિંદા કરે છે તે સાક્ષાત્ શિવનીજ નિંદા કરે છે એમ જાણવું. અને જે ત્રિપુન્ડ્ર ધારણ કરે છે તે સાક્ષાત્ શિવનેજ ધારણ કરે છે ભસ્મ રહિત ભાલને ધિક્કાર છે શિવાલય રહિત ગ્રામને ધિક્કાર છે. શિવાર્ચન વિનાના જન્મને ધિક્કાર છે. અને શિવાશ્રય વિનાની વિદ્યાને પણ ધિક્કાર છે. ૩૬ ૩૫ અગ્નિનું જે મુખ્ય વીર્ય તેજ ભસ્મ છે. તેટલાજ માટે સર્વ કાળમાં ભસ્મ ધારણ કરવા વાળો વીર્યવાન એટલે બળવાન થાય છે.

अस्य भस्मनः शक्ति मन्यां शृणु । एतदेव हरि शंकरयोर्ज्ञानप्रदम् । ब्रह्महत्यादि पापनाशकम् । महा विभूतिदमिति । शिव वक्षासि स्थितं नखेनादाय प्रणवेना भिमन्त्र्य गायत्र्या पञ्चाक्षरेणाभिमंत्र्य हरेमस्तक गात्रेषु समर्पयेत । तथा हृदि ध्यायस्वेति हरि मुक्त्वा हरिः स्वहृदि ध्यात्वा दृष्टोदृष्ट इति शिव माह । ततो भस्म भक्षयेति हरि माह हरस्ततः । भक्षयिष्ये शिव भस्म स्नात्वाहं भस्मना पुरा । पृष्टेश्वरं भक्तिगम्यं भस्माभ क्षयदच्युतः । तत्राश्चर्य मतीवासीत् प्रतिबिम्ब समद्युतिः । वासुदेवःशुद्ध मुक्ताफलवर्णोऽभवत्क्षणात् । तदा प्रभृति शुक्लाभो वासुदेवःप-

**सम्भवान् । नशक्यं भस्मनो ज्ञानं प्रभावन्ते कुतो विभो । नमस्तेऽस्तु नमस्तेऽस्तुत्वामहं शरणंगतः । त्वत्पाद युगलेशंभो भक्ति रस्तुसदामम । भस्म धारण संपन्नो मम भक्तो भविष्याति ॥**

(૭). તથા આ ભસ્મનું બીજું સામર્થ્ય સાંભળો. એ ભસ્મજ હરિ તથા શંકરના જ્ઞાનને આપનારાવાળું છે. તથા બ્રહ્મહત્યાદિક પાપોને નાશ કરવાવાળું છે. અને મોટા ઐશ્વર્યને આપવાવાળું છે. વિષ્ણુએ પોતે શિવજીના વક્ષઃસ્થળ ઉપરનું ભસ્મ નખ વડે લઇને પ્રણવ તથા ગાયત્રી અને પંચાક્ષર મંત્રથી અભીમંત્રણ કરી મસ્તક તથા બધા અંગે ધારણ કર્યું, તથા " હૃદય વિષે ધ્યાન કર " એવું શિવજીએ વિષ્ણુને કહ્યું, ત્યારે વિષ્ણુએ પોતાના હૃદયમાં ધ્યાન કરીને **दृष्टः दृष्टः** એટલે જોયા, જોયા, એવું શિવજી પ્રત્યે બોલ્યા. ત્યારે શિવજીએ વિષ્ણુને કહ્યું કે ભસ્મ ભક્ષણ કરો " હું પ્રથમ ભસ્મથી સ્નાન કરીને ભસ્મ ભક્ષણ કરીશ " એમ ભક્તિગમ્ય શિવજી પ્રત્યે કહીને અચ્યુત એટલે વિષ્ણુએ તે ભસ્મ ભક્ષણ કર્યું ત્યારે ત્યાં એક મોટું આશ્ચર્ય જણાયું કે વાસુદેવ પોતે ભસ્મ ભક્ષણ કરતા બરોબર મહાન્ શિતળ કાન્તિવાન શુદ્ધ મુક્તાફળના જેવા વર્ણવાળા તેજ ક્ષણમાં થયા. ત્યારથી વાસુદેવ પ્રસન્ન શુકલવર્ણ કહેવાય છે. અને પ્રસન્ન થઇને બોલ્યા જે હે શંકર ! ! તમારા ભસ્મનો પ્રભાવ જાણવાને હું સમર્થ નથી તો સાક્ષાત્ તમારો પ્રભાવ ક્યાંથી જાણું માટે તમોને **नमस्ते नमस्ते** વંદન કરૂં છું વંદન કરૂં છું. હું તમોને શર્ણ આવ્યો છું. હે શંભો ! ! તમારા

ચર્ણુ યુગ્મમાં સદા મારી ભક્તિ હો. હે શંભો ! ! ભસ્મ ધારણુ કરવાવાળોજ મારો ભક્ત થશેજ. ( કહેવાશેજ )

८ अथ जनको वैदेहो याज्ञवल्क्य मुपसमेत्योवाच भगवन् त्रिपुण्ड्र विधिंनो बूहीति ॥ सहोवाच ॥ सद्योजातादि पंचब्रह्ममंत्रैः परिगृह्याग्नि रिति भस्मेत्य भिमंत्र्य, मानस्तोक इति समुद्धृत्य, त्र्यायुषमिति जलेन संमृज्य, त्र्यंबकमिति शिरो ललाट वक्षः स्कन्धेषु धृत्बा । पूतो भवति । मोक्षी भवति । शतरुद्रेण यत् फल मवाप्नोति तत्फलमश्नुते । सएव भस्म ज्योतिरिति वै याज्ञवल्क्यः । १॥

जनको ह वैदेह सहोवाच याज्ञवल्क्य भस्म धारणात् किंफल मश्नुते । सहोवाच । तत् भस्म धारणा देवमुक्तिर्भवति । तत् भस्म धारणादेव शिव सायुज्य मवाप्नोति नस पुनरावर्तते नस पुनरावर्तते । सएष भस्म ज्योति रिति वै याज्ञवल्क्यः ॥ २ ॥

जनको ह वैदेहः । सहोवाच । याज्ञवल्क्यं भस्म धारणात् किं फल मश्नुते नवेति । तत्र परमहंसा नाम संवर्त्तकारुणि श्वेतकेतु दुर्वासऋभु निदाघ जडभरत दत्तात्रेय रैवतक भुसुण्ड प्रभृतयो विभूति धारणा देव मुक्ताःस्युः सएष भस्म ज्योतिरिति वै याज्ञवल्क्यः । ३॥

जनको ह वैदेहः सहोवाच । याज्ञवाल्क्यं भस्म स्नानेन किं जायत इति यस्य कस्य चिच्छरीरे यावन्तो रोम कूपा स्तावान्ति लिङ्गानि भूत्वा तिष्ठन्ति ब्राह्मणो वा क्षत्रियो वा वैश्यो वा शूद्रो वा तत् भस्म धारणा देवतच्छद्रस्य रूपं यस्यां तस्यां ह्येवावतिष्ठते ॥ ४ ॥

જનકવિદેહી રાજા યાજ્ઞવલ્કય રૂષિ પાસે ગયા. અને બોલ્યા મહારાજ ! ! અમોને ત્રિપુન્ડ્રનો વિધિ કહો. યાજ્ઞવલ્કય બોલ્યા. सद्योजातादि પાંચ મંત્રાથી ભસ્મ લેઇને अग्निरिति भस्म એ મંત્રથી અભિમંત્રણ કરવું. તથા मानस्तोके એ મંત્રથી સંમુહન કરવું. ( મસળવું ) અને त्र्यायुर्ष એ મંત્રવડે જલયુક્ત કરવું. અને त्र्यम्बकं એ મંત્રથી મસ્તક, લલાટ, વૃક્ષ:સ્થળ અને સ્કંધને વિષે ધારણ કરવાથી પવિત્ર થાય છે. મુક્ત થાય છે. શતરૂદ્ર થકી જે ફળ થાય છે તે ફળને મેળવે છે. તે આ ભસ્મ જયોતિ સ્વરૂપ છે. એમ યાજ્ઞવલ્કય કહે છે. ( આદરાર્થે પુનઃપુનઃ પ્રશ્ન છે. )

જનક વિદેહિ યાજ્ઞવલ્કય પ્રત્યે બોલ્યા. ભસ્મ ધારણ થી શું ફળ થાય છે. યાજ્ઞવલ્કય બોલ્યા. ભસ્મ ધારણ થકીજ મુક્તિ થાય છે તે ભસ્મ ધારણ કરવા થકીજ શિવ સાયુજ્યતાને પામે છે. તે પુર્નજન્મ મર્ણના ફેરામાં આવતો નથી તે પુર્નજન્મ મર્ણના ફેરામાં આવતો નથી. તે આ ભસ્મ જયોતિ સ્વરૂપ છે. એમ યાજ્ઞાલ્કય કહે છે.

જનક વિદેહિ ફરી યાજ્ઞવલ્કય પ્રત્યે બોલ્યા કે ભસ્મ ધારણ કરવાથી ફળ પામે છે, અગર નહિં ? ત્યારે તે

બોલ્યા. સવર્તક, આરૂણી, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાધ, જડભરત, દત્તાત્રેય, રૈવતક, ભુશુન્ડ ઈત્યાદી પરમહંસો વિભૂતિ ધારણ થકીજ મુક્ત થયા. તે આ ભસ્મ જ્યોતિ સ્વરૂપ છે. એમ યાજ્ઞવલ્કય કહે છે.

જનક વિદેહિ યાજ્ઞવલ્કય પ્રત્યે બોલ્યા. ભસ્મસ્નાન થકી શું થાય છે ? ? યાજ્ઞવલ્કય કહે છે. ભસ્મસ્નાન કરવાવાળા હરકોઈ પ્રાણીના શરીરમાં જેટલાં રોમકૂપ હોય છે. તેટલાં શિવલંગ થઈને રહે છે. બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શૂદ્ર એ ગમે તેવી અવસ્થામાં હોય તો પણ તે ભસ્મસ્નાન થકીજ આ જ્યોતિ સ્વરૂપ થઈને રહે છે.

९ जनको ह वैदेहः पैप्पलादेन सह प्रजापति लोकं जगाम तं गत्वो वाच । भो प्रजापते । त्रिपुण्ड्रस्य महात्म्यम् ब्रूहीति । तं प्रजापति रब्रवीद्यथैवेश्वरस्य महात्म्यं तथैव त्रिपुण्ड्रस्येति । अथ पैप्पलादो वैकुण्ठं जगाम तं गत्वोवाच । भो विष्णो । त्रिपुण्ड्रस्य महात्म्यम् ब्रुहीति । यथैवेश्वरस्य महात्म्यं तथैव त्रिपुण्ड्रस्येति विष्णुराह ॥ अथ पैप्पलादः कालाग्निरुद्रं परि समे त्यो वाचा धी हि भगवन् त्रिपुण्ड्रस्य विधिमिति । त्रिपुण्ड्रस्य विधिर्मया वक्तुं न शक्य इति सत्यमिति होवाच अथ भस्मच्छन्नःसंसारान्मुच्यते। भस्म शय्या शया न स्त च्छङ्द गोचरः। शिव सायुज्य मवाप्नोति । न स पुनरावर्त्तते न स पुनरावर्तते ।

रुद्रा ध्यायी सञ्नमृतत्वं च गच्छति । स एष भस्म ज्ज्योति र्विभूति धारणात् ब्रह्मैकत्वं च गच्छति त्रि-भूति धारणा देव सर्वेषु तिर्थेषु स्नातो भवति । वि-भूति धारणात् वाराणस्यां स्नानेन यत्फल मवाप्नोति तत्फल मश्नुते । सएष भस्म ज्योति र्यस्य कस्याचि-च्छरीरे त्रिपुण्ड्रस्य लक्ष्म वर्त्तते प्रथमा प्रजापति द्वि-तीया विष्णु स्तृतीया सदाशिव इति सएष भस्म ज्योति रिति सएष भस्म ज्योति रिति सएष भस्म ज्योतिं रिति

જનક વિદેહિ પૈપ્પલાદ રૂષિની સાથે પ્રજાપતિ લોક પ્રત્યે ગયા. અને ત્યાં જઈને બ્રહ્માજી પ્રત્યે બોલ્યા. હે પ્રજાપતે ! ! ત્રિપુન્ડ્રનું મહાત્મ્ય કહો, પ્રજાપતિ બોલ્યા. જેમ ઇશ્વરનું મહાત્મ્ય તેમજ ત્રિપુન્ડ્રનું પણ મહાત્મ્ય છે પૈપ્પલાદ મુનિ વૈકુંઠમાં ગયા. અને વિષ્ણુ પ્રત્યે બોલ્યા. હે વિષ્ણો ! ! ત્રિપુન્ડ્રનું મહાત્મ્ય કહો. વિષ્ણુ બોલ્યા, જે ઇશ્વરનું મહાત્મ્ય તેજ ત્રિપુન્ડ્રનું મહાત્મ્ય જાણો. પૈ-પ્પલાદરૂષિ કાલાગ્નિરૂદ્ર પાસે ગયા. અને બોલ્યા ભગવન્ ! ! ત્રિપુન્ડ્રનો વિધિ કહો. તે બોલ્યા. ત્રિપુન્ડ્રનો વિધિ હું કહી શકતો નથી. હું સત્ય કહું છું. ફરી બોલ્યા. ભસ્મ ધારણ કરવાવાળો સંસારથી મુક્ત થાય છે. ભસ્મ શય્યા ઉપર શયન કરવા વાળો તત્ શબ્દ વાચ્ય શિવ સાયુજ્ય ને પ્રાપ્ત થાય છે. ફરી પાછો આવતો નથી ફરી પાછો આવતો નથી; રૂદ્રનું અધ્યયન કરવાવાળો અમૃતપદ એટલે

મોક્ષને પામે છે. તે આ ભસ્મ જ્યોતિ સ્વરૂપ વિભૂતિ ધારણ કરવા થકીજ બ્રહ્મેક્યત્વને પામે છે. વિભૂતિ ધારણ કરવાથી સર્વ તિર્થ સ્નાનનું ફળ મળે છે ત્રિભુતિ ધારણ કરવાથી કાશીમાં સ્નાન થકી જે ફળ છે તેને પ્રાપ્ત થાય છે તે આ ભસ્મ જ્યોતિ સ્વરૂપ છે. હરકોઈના શરીર ઉપર ત્રિપુન્ડ્ર ચિન્હ રૂપ હોય તો તેમાં પ્રથમ રેષા પ્રજાપતિ દ્વિતિય રેષા વિષ્ણુ અને તૃતિય રેષા સદાસિવ સ્વરૂપ છે. તે આ ભસ્મ જ્યોતિ સ્વરૂપ છે તે આ ભસ્મ જ્યોતિ સ્વરૂપ છે તે આ ભસ્મ જ્યોતિ સ્વરૂપ છે.

१० अथ कालाग्नि रूद्रं भगवन्तं सनत्कुमारा; पप्रच्छाधीहि भगवन् रुद्राक्ष धारणांविधिं ॥ सहोवाच रुद्रस्य नयना दुत्पन्ना रूद्राक्षा इति लोके ख्यायन्ते सदाशिवःसंहार काले संहारं कृत्वा संहाराक्षं मुकुली करोति तन्नयनाज्जाता रुद्राक्षा इति होवाच तस्मात् रुद्राक्षत्वामिति तद्रुद्राक्षे वाग्विषये कृते दश गोप्रदानेन यत् फल मवाप्नोति तत्फल मस्नुते। सएष भस्म ज्योति रूद्राक्ष इति तद्रुद्राक्षं करेण स्पृष्ट्वा धारणमात्रेण द्वि सहस्र गो प्रदान फलंभवति। तद्रुद्राक्षे कर्णयो र्धार्यमाणे एकादश सहस्र गोप्रदानफलं भवति.। एकादश रुद्रत्वंच गच्छति । तद्रुद्राक्षे शिरसि धार्यमाणे कोटि गोप्रदान फलं भवति। ए तेषां स्थानानां कर्णयोः फलं वक्तुं न शक्यमिति होवाच। मूर्ध्नि च-

**त्वारिंश च्छिखा यामेकं त्रयं वा श्रोत्रयोः द्वादश कर्णे द्वात्रिंशत् बाह्वोः षोडश षोडश द्वादश द्वादश मणि बन्धयोः षट् षड् अंगुष्टायो स्ततःसंध्यां सकुशोऽहर-हरुपासिताग्निर्ज्योतिरित्यादि भिरग्नौ जुहुयात् ॥**

હવે કાલાગ્નિ રૂદ્ર ભગવાન્ પ્રત્યે સનત્કુમારે પુછ્યું. ભગવન્! રૂદ્રાક્ષ ધારણનો વિધિ કહો તે બોલ્યા રૂદ્રના નયન થકી ઉત્પન્ન થયા. તેથી રૂદ્રાક્ષ એમ લોકમાં ઓળખાય છે. સદાશિવ સંહાર કાળમાં સંહાર કરીને સંહાર નેત્ર (ત્રીજુ નેત્ર) ને જરા મીંચે છે તે નેત્રથી જે બિંદુ પડયાં તેજ આ રૂદ્રાક્ષ છે. એમ કાલાગ્નિ રૂદ્ર બોલ્યા માટે એને રૂદ્રાક્ષ કહીએ રૂદ્રાક્ષ. એવો વાણીથી ઉચ્ચાર કર્યો હોય તો દશગો પ્રદાનના ફળને પ્રાપ્ત થાય છે. તે આ રૂદ્રાક્ષ ભસ્મ જ્યોતિ સ્વરૂપ છે. તે રૂદ્રાક્ષને કરથી સ્પર્શ તથા ધારણ માત્રવડે બે હજાર ગોપ્રદાનનું ફળ પ્રાપ્ત થાય છે. તે રૂદ્રાક્ષ કર્ણમાં ધારણ કરવાથી અગિઆર હજાર ગોપ્રદાનનું ફળ પામે છે અને એકાદશ રૂદ્રત્વને પણ પામે છે. તે રૂદ્રાક્ષ મસ્તક ઉપર ધારણ કરવાથી કોટિ ગોપ્રદાનનું ફળ પ્રાપ્ત થાય છે એ સ્થાનોમાં કર્ણ સ્થાનમાં ધારણનું ફળ કહી શકાતું નથી. એમ બોલ્યા. મસ્તક ઉપર ચાળીશ, શિખામાં એક, કાનના વિષે ત્રણ ત્રણ અગર બારબાર, કંઠને વિષે બત્રીસ બાહુના વિષે સોળ સોળ, અને મણીબંધ (કાંડાઓ) તે વિષે બારબાર, અંગુષ્ઠમાં છ છ, એ પ્રમાણે રૂદ્રાક્ષ ધારણ કરી હાથમાં કુશ લઇને દીન દીન પ્રત્યે સંધ્યા કરવી **अग्नि ज्योतिः** ઇત્યાદિ મંત્રોથી હોમ કરવો **त्रिपुण्ड्रम् कारयेत्** આ મંત્રથી લઇને **अग्नि ज्योतिः**

આ મંત્ર પર્યન્ત સમસ્ત શ્રુતિઓ जाबालोपनिषत् માં પ્રત્યક્ષ જોવામાં આવે છે.

११ गृह्य कल्पकारा ह्री । आपस्तम्ब कात्यायन बौधायन सत्याषाढ गोभिल पिप्लाद पुरो गमाः विनियोगमेतासा मभिदधु विभूति धारणा म्नायार्थ व्यवस्थापकाः सो त्साहम् ॥ त एते पूर्वे पूर्वे कल्प कृन्मुनि मण्डलो निरूपण मन तिलङ्घ्यमाना मर्यादां किल सनातनीं प्रतिष्ठापयाम्बभूवुर द्वन्द्वाः ॥ अत एवाद्या वधि शिष्ट विशिष्ट परम्परा परि प्राप्ताः मत्यर्थ म शेषा एव वर्णा श्रमिणः त द्धारणाधीन सदा चार शीलित चेत सो विजयन्ते तत्व रसिकाः। भस्म धारणा त्मन स्त्रि पुण्ड्रस्य तु वैदिकत्वं । ताद्रु प्येण हि तस्यासन्दिग्धा विपर्यस्त महाजन समाचार गोचरत्वं । चादिमाश्रम मारभ्यान्ति माश्रम पर्यन्त मभि विहित शो चिष्केश समा राधनाभि निष्पन्न मत्या सन्न व स्त्वात्मनो विश्वजनीन मनु भूयते ॥

૧૧ વેદાર્થની વ્યવસ્થા કરનારા એવા ગૃહ્ય સુત્રકાર આપ સ્તંભ, કાત્યાયન, બૌદ્ધાયન, સત્યાષાઢ, ગોભીલ પીપ્પલાદ પ્રભૃતિ મહાર્ષિઓએ ઉપર લખેલા મંત્રોનો ભસ્મ ધારણમાં વિનિયોગ અતિ ઉત્સાહથી કરેલો છે. તે આ ઉપર બતાવેલા આપસ્તંબાદિક રૂષીઓએ પૂર્વ પૂર્વ

કલ્પમાંના કલ્પસુત્રના વ્યવસ્થાપક મુનિ મંડળના નિરૂપ-ણને ઊલ્લંઘન ન કરતાં સનાતન મર્યાદાની દ્વેષભાવ રહિત પ્રતિષ્ઠા સંભાળી રાખી છે. તે હેતુ માટેજ આજ સુધી. શિષ્ટ વિશિષ્ટ પરંપરામાં ઊમગ્ન થએલા પરમાર્થ વસ્તુની જીજ્ઞાસા ધરાવવા વાળા બધા વર્ણાશ્રમીઓએ ઉપર બ-તાવેલા રૂદ્રાક્ષ ભસ્મ ધારણ રૂપ સદાચાર શીલ લઇને વિજય પામેલા છે.

ભસ્મ ધારણ સ્વરૂપ ત્રિપુડ્રનું વૈદિકત્વ તેમજ વૈદિકત્વ રૂપેકરીને તે ભસ્મ ધારણમાં તેમજ ત્રિપુડ્રની સંદેહ વિપ-ર્યાસ રહિત એવા વ્યાસાદિ મહાજનોના સદાચાર એજ વડે બ્રહ્મચારી આશ્રમથી લઇને અંતમાં ચતુર્થાશ્રમ પર્યંત આશ્રમીઓને કહેલો એવો જે અગ્નિ સમારાધનથી ઉત્પન્ન થએલો જે વસ્તુ સ્વરૂપ ભસ્મ ધારણ તે સાર્વજનિક અ-નુભવ સિદ્ધ છે.

१२ ॥ तद्धारणे मंत्रा अपि ॥

मेधावी भूयासम् । तेजस्वी भूयासम् ॥

वर्चस्वी भूयासम् । आयुष्मान् भूयासम् ॥

अन्नादो भूयासम् । सर्व समृद्धो भूयासम् ॥

इत्येते लसन्ति विश्रुताः । तत्वेच भस्मनः प-रिक्ष्य माणे त्वनवधिकातिशय शुचित्वोपाहितं तावत् गोमयं भवत्यस्य मूलद्रव्यम् । प्रकृति भूता खल्वस्य विश्व श्रुत्यादि पारंपरी परिष्टूय माना किलास्ति ज-गद्वन्द्या क्षीर सर्पिरादि होमीयवस्तु पूगप्रदानौ पयिक

यशो वर्चोवद्विशिष्ट व्यक्ति भूता परम साधारण सर्ज-
न क्रिया भिगामिनी च महेशितुः ।

૧૨ તે ભસ્મ ધારણના મંત્રોનો અર્થ નિચે પ્રમાણે છે. હું બુદ્ધિમાન થાઊં. હું તેજસ્વી થાઉં હું વર્ચસ્વી (બલવાન) થાઊં હું આયુષ્યમાન થાઊં હું અન્નદાતા અગર અન્ન આરોગવાવાળો થાઊં-હું સર્વ સમૃદ્ધિવાન થાઊં ઇત્યાદિ અનેક મંત્રો પ્રખ્યાત છે. તે ભસ્મના તત્વની પરિક્ષા કરી જોતાં તો જેથી અન્ય અધિક પવિત્ર નથી. એવું શુચિ-ત્વ વિશિષ્ટ ગોમય એટલે ગાયનું છાણજ ભસ્મનું ઉપા-દાન ભૂત મૂળ દ્રવ્ય છે. એ ગોમયનું ઉત્પત્તિ સ્થાન પરં-પરાથી લોકો તથા વેદોમાં સ્તપાયેલી અને જગતવંઘ દુધ ધૃત ઇત્યાદિ હોમના ઉપયોગમાં આવવાવાળી વસ્તુ સમુહને દેનારી તથા યશ અને બળવાળી તેમજ પરમેશ્વરના સૃષ્ટિક્રિયા વ્યાપારોપયોગીની એવી શ્રી ગાય માતા છે. તેમાં પ્રમાણરૂપ નીચેના અથર્વણ મંત્રો છે.

॥ १३ ॥ तथा चमत्राः ॥

यत्ते चर्म शतौदने यानि लोमान्यघ्न्ये आमिक्षांदु
हतां दात्रे क्षीरं सार्पिरथो मधु ।

अथ. कां. १० अनु. ५. मं २४-

बृहस्पतिनाऽवसृष्टां विश्वेदेवा अधारयन् वर्चो
गोषु प्रविष्टं यत्ते नेमां संसृजामासि ॥ बृह० ॥

अधारयन् तेजो गोषु प्रविष्टं यत्ते नेमां संसृ-
जामसि ॥ ॥ बृह० ॥

अधारयन् पयो गोषु प्रविष्टं यत्ते नेमां संसृजा मसि ॥ बृह० ॥

अधारयन् यशो गोषु प्रविष्टं यत्ते नेमां संसृजा मसि ॥ बृह० ॥

अधारयन् रसो गोषु प्रविष्टं यत्ते नेमां संसृजा मसि ॥ बृह० ॥

अधारयन् न्नित्येवं भूता अथर्वण संहितायाः प्रकाशन्ते ॥

अथ. कां. १४. अनु. २ मं. ५३, ५४, ५५, ५६, ५७, ५८.

१४ कृच्छ्र चान्द्रायणा द्यनेक व्रताभि निर्वर्तन वेला यां दैन न्दिन धार्मिक व्यापार सामान्य शुचित्वापादक दर्भादि द्रव्य निवहानिरूढ सन्निवेष् समाकांक्षिता यामखिलै रेव स्मरणेः। स्मर्तृणां मन्वादीनां पञ्चगव्यंनतु गोमय गोमूत्रादि प्रातिस्विक सत्ता समास्कंदिता भिधेय भूतं प्रति पद्यन्ते पर्युपादेय तयऽऽस्तिक गणाः। अविशेष्यादेव तस्मात्प्रस्तुत ततो विशिष्ट तया गोमय मुपादीयते कृते तावत् विभूते।

૧૪ કૃચ્છ્ર ચાન્દ્રાયણ આદિ અનેક વ્રતો કરતાં કરાવતાં સમયમાં અને દિન દિન પ્રત્યેના ધાર્મિક વ્યાપારમાં સામાન્ય રીતે શુચિત્વનો સંપાદન કરનાર દર્ભાદિક દ્રવ્ય સમુહની આવશ્યકતામાં મનુ આદિ સ્મૃતિકારોની સમસ્ત સ્મૃતિઓ વડે ગોમય ગોમુત્રાદિ ભિન્ન ભિન્ન સત્તા-વાળા દ્રવ્ય સંમિશ્રિત તેજ પંચગવ્ય નામને પ્રાપ્ત થાય છે. તે પંચગવ્ય સર્વ પવિત્ર કૃત્યમાં આસ્તિક જનોને તે ગ્રાહ્યતામાં પ્રાપ્ત થાય છે. તેટલા માટે સર્વ પવિત્રમાં પવિત્ર એવા પંચગવ્યમાં વિશિષ્ટપણે ગોમયનું ગ્રહણ કરવામાં આવે છે. તેજ અતિ પવિત્રભૂત ગોમય વિભુતિને માટે પણ ગ્રહણ કરવામાં આવે છે.

॥ १५ ॥ यथाहुः स्मर्तारः ॥

॥ आग्नेय मुच्यते भस्म दग्ध गोमय संभवम् ॥
॥ तदेव द्रव्य मित्युक्तं त्रिपुण्ड्रस्य महामुने ॥
॥ अग्निहोत्राग्निजं भस्म विरजा होमजं तथा ॥
॥ औपासन समुत्पन्नं समिदग्नि समुद्भवम् ॥
॥ समिदग्नि समुत्पन्नं धार्यं वै ब्रह्मचारिणा ॥
॥ शूद्राणां श्रोत्रियागार पचनाग्नि समुद्भवम् ॥
॥ अन्येषा मपि सर्वेषां धार्यं दावानलोद्भवम् ॥

इत्यादि एवंच भस्मनउपादानोपादेयादि यथो दित स्वरुप साक्षात्कार पर्या लोचनया वैदिकम् ॥

૧૫ એમાં પ્રમાણભૂત ઉપરની સ્મૃતિ વચનોનો અર્થ દહન કરેલા ગોમયના ભસ્મને " આગ્નેય " એમ કહે છે. તેજ ત્રિપુન્ડ્રનું મૂળ દ્રવ્ય છે.

અગ્નિહોત્રના અગ્નિથી ઉત્પન્ન થએલું તથા વિરંજા હોમથી ઊત્પન્ન થએલું તથા ઉપાસના અગ્નિથી ઊત્પન્ન થએલું તથા સમિધાગ્નિથી ઊત્પન્ન થએલું પણ ભસ્મ છે. બ્રહ્મચારીએ સમીધ અગ્નિ સમુત્પન્ન ભસ્મ ધારણુ કરવું શુદ્રોએ અગ્નિહોત્રિના પચનાગ્નિનું ભસ્મ ધારણુ કરવું શુદ્રથી સર્વ ઈતર વર્ણોએ દાવાનળથી ઉત્પન્ન થએલું ભસ્મ ધારણુ કરવું.

એવી રીતે ભસ્મની ગ્રાહ્યા ગ્રાહ્યાતાદિ સ્વરૂપોનો પર્યા લોચન કરતાં સાક્ષાત્ વૈદિકજ છે.

॥ १६ ॥ पुनराग्नि तेजो विशेष परिष्कार विग्रह

"माग्नि रित्यादि भिर्मंत्रैः शुद्धं ब्रह्माभि मंत्रितम् । शिवमं त्रेण तद्धार्यं मंत्रेणाष्टा क्षरेणवा । गायत्र्या वाच देवर्षे मंत्रेण प्रणवेनवा । करोति शिवमंत्रेण यास्त्रिपुण्ड्रं । द्विजोत्तमःत्र्यक्षः शुद्धतरः सौम्यःशिव-लोके महीयते । अष्टाक्षरेण मंत्रेणयः करोति त्रिपु-ण्ड्रकम् । विष्णोः पदमवाप्नोति नान्यथा श्रुतिचो-दितम् । सौरं पदमवाप्नोति गायत्र्या मुनिसत्तम ॥ प्राप्नोति ब्रह्मणोरूपं प्रणवेन न संशयः ॥

इत्येव माद्य भिमंत्रणा भिधायि वचो विशेषैः पुल स्त्यस्य महीकृत मध्य वसीयते भस्म । न चा-स्य धारणे शैवा एवाधिक्रियन्ते नेतरे वैष्णवादयः

**इति भ्रमितव्यं वा वञ्चयितव्यम् । शिवविष्ण्वादि देवता व्यष्ट्या पुनः समष्ट्या समाराधयतः सर्वान् प्रत्य विशेषेण तद्धारण विधान विशेषस्य संश्रवणात् ॥**

૧૬ વળી **अग्नि ते जो विशेष परिष्कार विग्रह अग्नि रित्यादि** એટલે અગ્નિના તેજ વિશેષ વડે પરિષ્કૃત એ અગ્નિનો વિગ્રહ છે. તે ભસ્મ–ઈત્યાદિ મંત્રો વડે **सद्योजातादि** પંચ બ્રહ્મ મંત્રો વડે અભિમંત્રણ કરેલું તે ભસ્મ શિવમંત્ર (ॐ **नमः शिवाय**)વડે ધારણ કરવું અગર ( ॐ **नमो नारायणाय** ) અષ્ટાક્ષર મંત્ર વડે ધારણ કરવું. અગર ગાયત્રી મંત્ર વડે અગર પ્રણવ ( ॐ ) વડે કરીને ભસ્મ ધારણ કરવું એમ પુલસ્ત્ય રૂષિ નારદજી પ્રત્યે કહે છે.

જે બ્રાહ્મણ શિવ મંત્રવડે ભસ્મ ધારણ કરે છે. તે સાક્ષાત્ **त्र्यक्ष**એટલે શંકર સમાન રૂપ થઈને શિવ લોકમાં રહે છે. તથા જે અષ્ટાક્ષર મંત્ર વડે ભસ્મ ત્રિપુન્ડ્ર ધારણ કરે તે વિષ્ણુ પદને પામે છે. એ શ્રુતિ વચન અન્યથા નથી.

ગાયત્રીવડે ભસ્મ લગાડવાવાળા સૂર્યના પદને પામે છે. પ્રણવ ( ॐ )થી ભસ્મ લગાડવાવાળા સામાન્ય વિશેષ ભાવ રહિત બ્રહ્મ સ્વરૂપને પામે છે. એમાં સંશય નથી.

ઇત્યાદિક ભસ્મના અભિમંત્રણના બોધક પુલસ્ત્ય રૂષીના વચન વિશેષવડે ભસ્મનો અત્યંત મહિમાવધાર્યો છે. એમ નિશ્ચય થાય છે.

ભસ્મ ધારણના શૈવજ અધિકારી છે. બીજી વૈષ્ણુ. વાદિકો નથી એવો ભ્રમ કરવો નહિં અગર કોઇએ તેપી વંચના કરવી નહિં શિવ વિષ્ણુવાદિક દેવતાઓની પ્રથક્ પ્રથક્ ઉપાસના કરનારાઓ તથા સમષ્ટયા એટલે પંચાયતન રૂપે ઉપાસના કરનારાઓ સર્વના પ્રત્યે કાઇ પણ ભેદ વિના ભસ્મ ધારણ વિધાનનું વેદમાં સ્પષ્ટ શ્રવણ થાય છે.

**॥ १७ ॥ यत्तूक्तं केन चिन्मन्द मतिना शैवानां त्रिपुण्ड्र मूर्ध्वपुण्ड्रन्तु वैष्णवानां विहितं भवतीति । तदुरुक्तम् । शैव वैष्णवत्वादि भेदभिन्न व्यवस्थाया एव वेद बाह्यत्वात् । नोखलु वेदे शैवाः शाक्ता वा वैष्णवा इत्येवं भूताः शब्द विशेषा अधिकृत्याधिकारिणःपरिपठिताः । क्वचिदपि दृश्यन्ते । उपासना मृते देवताया स्तत्तस्याः । साम्प्रतिकै र्जीविकार्थ मुपकल्पितं शैव वैष्णवादि मतं न भवत्येव वेदे लोचन विषयं विशिष्ट विदुषां । अतएव भगवच्चरणैः समूल मुन्मूलिता अभूवन्नेव दिग्विजय महोत्साहे हेलयै वैते शैव वैष्णवादिकम्मन्या वेद बाह्य मतानु यायिनः शतशः । मृतानां तेषामुपजीविका अधुना तना अप्यमी मृतका एव सन्तः। स्वस्वरूपानु रूपमेव निर्लज्जा जल्पन्तीति चित्रन्नजातुचित् ॥**

૧૭ કોઈ જડ બુદ્ધિવાલાએ એમ કહ્યું કે ત્રિપુન્ડ્ર તો શૈવોનેજ હોય. અને વૈષ્ણુવોને તો ઊર્ધ્વપુન્ડ્ર વિધાન

કહેલું છે એ તેમનું કહેવું દુરૂક્ત છે કેમકે શૈવ વૈષ્ણુવત્વ ઇત્યાદિ ભેદભિન્ન વ્યવસ્થા તેજ વેદ બાહ્ય છે. કોઈ પણ વેદમાં શૈવ, શાક્ત, વૈષ્ણુવ એ પ્રકારના શબ્દ વિશેષના ઉદ્દેશે કરીને કોઇ પણ અધિકારીને કહેલા કોઇ જગાએ જણાતા નથી. માત્ર તે તે દેવતાઓની ઉપાસના કહેલી છે.

આધુનીકોએ જીવિકાર્થે કલ્પેલા શૈવ વૈષ્ણુવાદિ મતો વેદમાં કોઇ જગોએ પણ શિષ્ટ વિદ્વાનોના જોવામાં આવતા નથી માટેજ ભગવાન ભાષ્યકારે દિગ્વિજય પ્રસંગમાં એવા વેદ બાહ્ય શૈવ વૈષ્ણુવાદિ સેંકડો મતાનુયાયીઓનું વિનોદ માત્રથી સમૂલ ખંડન કર્યો છે. તે વખતે. ખંડિત થએલાઓની ઉપજીવિકા આધુનીક શૈવ વૈષ્ણુવાદિક છે તે પણ. નિષ્પુરૂષાર્થવાળા થઇને પોતાના સ્વરૂપને છાજે એમજ નિર્લજ થઇ બબડે એમાં કંઇ આશ્ચર્ય છેજ નહિ.

॥ १८ ॥ ननु न सिध्यन्ति चेच्छैव वैष्णवादयो वेदतःके तर्हि भवन्तस्तद पहार शीला इति चेदत्राचक्ष्महे । ब्राह्मण परिव्राजकन्यायेन वनासिंहन्यायेन वा श्रौताः पुनः स्मार्त्ताश्च भवामो नमनागपि शैव वैष्णवादि शब्दाभिधेया वयमिति । एव मप्यनाधेयातिशय शाल्युपासनास्तु यथा प्रस्थानं भगवद्धरि हरादौ निरूढचेत स्साम्राज्य रंजि रंजतास्मः

૧૮ કદાચ કોઇ એવી શંકા કરશે કે જ્યારે શૈવ વૈષ્ણુવાદિ મતો વેદથી સિદ્ધ થતા ન હોય તો તે મતોનું ખંડન કરવા વાળા તમે પોતે કોણ છો??

ત્યાં અમો કહીએ છીએ કે ब्राह्मणपरिव्राजकन्याये કરીને એટલે બ્રાહ્મણ વિના સંન્યાસી નથી અને સંન્યાસી તે બ્રાહ્મણ—એટલે તે બંન્ને એકજ અગર वर्नासिंह ન્યાયે કરીને અમો ( પ્રત્યક્ષ ) શ્રૌત (પુનઃ) સ્માર્ત્ત છીયે ( પણ કિંચીત્ માત્ર પણ શૈવ વૈષ્ણવ નામધારી નથી. )

એમ છતાં પણ આગન્તુક ઉપાધિ રહિત એવી ઉપાસનાઓમાં તે તે પ્રસ્થાનોમાં કહ્યા પ્રમાણે ભગવાન હરિ હરાદિકોને વિષે અમો આરૂઢ ચિત્ત સામ્રાજ્યમાં રમીએ છીએ.

॥ १९ ॥ नहि शैव वैष्णवादि मत भेदाःस्वातंत्र्येण वेदानां विषयाः ।

संप्रदीयते गुरुणा शिष्यायेति संप्रदायो वेद. इति कुसुमाञ्जल्यां वर्धमानोपाध्याय कृत व्युत्पत्त्यनुसारेण येनाक्षरं पुरुषं वेदसत्यं । समित्पाणिःश्रोत्रियं ब्रह्मनिष्ठ मित्यादि श्रुत्यनु सारेण च वेदतदर्थयोश्चापास्त समस्ताऽश्रेयोवह शैव वैष्णवादि मतव्याहृत प्रत्यगात्म तत्वाव बोधक महावाक्य तदर्थयोश्च प्रथमाश्रमि चतुर्थाश्रमिणः प्रत्येव प्रशास्तृभावो ब्रह्मण्यानां ब्रह्मनिष्टा नामुप पद्यतेतराम् । न पुनः । प्रमाणेतर विषयी भूतस्य बालभूर्त्तेर्वत गोपीश स्यस्त्रीव त्पामर मानस विलास वासना कर्मी भूताया विशिष्ट स्वार्थो पादान समास्थान लक्षण सम्प्रदाय पद वेद नीयता । इतरेतर विभिन्नाकार प्रकारा क्रा-

**न्त तिलकादीनां स्वकपोल कल्पित मंत्र व्यक्ते र्वा प्राप्नोति स्वार स्यात् ।**

૧૮ શૈવ વૈષ્ણવાદિ મતભેદો સ્વતંત્ર પણે વેદોના વિષયો નથી. કેમકે **संप्रदीयते गुरुणा शिष्यायेति संप्रदायो वेदः** એટલે ગુરૂઓ પારંપર્યથી શિષ્યોને જે ઉપદેશ કરતા આવ્યા છે. તેનું નામ સંપ્રદાય એટલે વેદ છે. એવી સંપ્રદાય શબ્દની વ્યુત્પત્તિ કુસુમાંજલી નામક ગ્રંથ માં વર્ધમાન ઉપાધ્યાયે કરેલી છે. તેના અનુસારે વળી **येनाक्षरं पुरुषं वेद सत्यम्** । તથા **समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** ॥ ઈત્યાદિ શ્રુતિઓના અનુસારે—બ્રહ્મણ્ય એટલે વેદ વેદાર્થના જાણનારા પુરૂષોએ પ્રથમા શ્રમી બ્રહ્મચારીઓને ઉપનયન પૂર્વક વેદ અને વેદાર્થનો ઉપદેશ કરે. તેનું નામ સંપ્રદાય તથા ચતુર્થાશ્રમી જે સંન્યાસી તેના પ્રત્યે બ્રહ્મનિષ્ઠ પુરૂષોએ સમસ્ત અશ્રેયોવહ શૈવ-વૈષ્ણવાદિ મતભેદ રહિત પ્રત્યગાત્મ તત્વનો અવબોધક મહાવાક્ય અને મહાવાક્યના અર્થનો જે ઉપદેશ કરે તેનેજ ગુરૂત્વ પણાની ઉપપત્તિથાય છે. બીજા કોઇને સંપ્રદાયઉપદેષ્ટા કહેવાય નહિં.

અપ્રમાણનું વિષયીભૂત એવા બાલમૂર્તિ જે ગોપીશ તેની સ્ત્રીઓની પેઠે પામર માણસના જે મનો વિલાસ કલ્પિત વાસના તુલ્ય એવી જે ઉપાસના તેને **સંપ્રદાય પદનો** મુખ્ય અર્થ લાગુ પડતો નથી. તથા એક બીજાથી ભીન્નભિન્ન આકાર છે તે જેનો એવા તિલકાદિ ચિન્હોનું અને કપોલ કલ્પિત મંત્રવ્યક્તિનું પણ **સંપ્રદાય** પદ વડે ગ્રહણ થઈ શકતું નથી.

॥ २० ॥ उपास्ते भगवतो भोगीशश यनस्यास्तिक शिरोमणि महेन्द्रास्मस्मान् प्रत्य भ्यर्हित तमत्त्वे पि तन्निर्वाहाय संप्रदायस्य वैष्णवादि भेद भिन्नस्य इतरेतर प्रतिस्पर्धि मतावलम्बन प्रयुक्ता क्षेप प्रति क्षेपाद्युपद्रव समुद्भूत वैष्णव द्वेष तज्जनित भगवद्द्वेष समाक्रान्तस्यानुपद मनुश्वासं च शिव ब्राह्मणादि निन्दा समास्कन्दित वैर वैश्वानर ज्वाला माला जटालस्य भगवत्कृपा पात्र पराङ्मुख त्व स्यान्तं गत्वा निरय परंपरा प्रापकस्यानवस्थित तरस्या ऽप्रयोजक त्वात् ।

उपास्ते वैकुण्ठेश्वर स्यास्ति काग्रण्य त्वेनास्मा कमभिम तत्वेपि तदुपास्यस्य मोक्ष महादातुः कैलासेश्वर स्यो पास्ते रेव प्रधान त्वम् तदुप सर्जन त्वे नैवेतरो पास्ति रभिमते त्यवधेयम् । ब्रह्म विष्ण्वादीनां तज्जन्य त्वेन तदुप सर्जनत्वात् ॥

ભગવાન શેષશાયી વિષ્ણુની ઉપાસના આસ્તિક શિરોમણી મહેન્દ્ર એવા અમોને પુજ્યતમ છે. તોપણ તે ઉપાસનાના નિર્વાહને અર્થે એક બીજા સાથે પ્રતિસ્પર્ધિ મતાવલમ્બન થકી થતા આક્ષેપ પ્રતિક્ષેપાદિક ઉપદ્રવ અને તેથી ઊત્પન્ન થતા વૈષ્ણવ દ્વેષ તે વૈષ્ણવ દ્વેષથી ઊત્પન્ન થયેલો ભગવત્ દ્વેષ તે ભગવત્ દ્વેષે કરીને યુકત સંપ્રદાયનું તેમજ પદોપદ શ્વાસોશ્વાસ શિવ બ્રાહ્મણાદિકની નિંદા તેથી સમુ-

ળગ્ન થયેલા વૈરરૂપ અગ્નિ તે અગ્નિની જ્વાલારૂપી[1] માલા તે વડે કરીને યુક્ત એવા, અને ભગવત્ કૃપાપાત્રતા વિરહિત તેમજ અન્તે જઇને નર્કની પ્રાપ્તિ કરવાવાળા એવા, અનવસ્થિત વૈષ્ણવાદિ ભેદભિન્ન સંપ્રદાયનું કંઇ પ્રયોજન નથી.

અમો આસ્તિકાગ્રગણ્ય હોવાથી શ્રીવૈકુંઠનાથની ઉપાસના અમોને માન્યજ છે. તોપણ શ્રી વિષ્ણુ ભગવાનની પણ મુખ્ય ઉપાસ્ય દેવતા મહામોક્ષદાતા શ્રી કૈલાસનાથ હોવાથી તેનીજ ઉપાસનાનું પ્રધાનપણું છે. અને તેમના અંગભૂત ઇતર દેવતાઓની ઉપાસના અમારે અભિમત છે. એમ જાણવું.

કેમકે બ્રહ્મા વિષ્ણુવાદિકો એ તે કૈલાસેશ્વરથી ઊત્પન્ન થએલા છે. તેથી તેનું ઉપસર્જન (આવર્ણદેવ) છે. अत्रार्थे

**यस्याज्ञा ज्जायन्ते हरि रूद्रमुरयास्सोहं न जानन्ति सुरेन्द्र मुरव्याः॥ ममापि विष्णो र्जनकं देवमीड्यं योन्तकाले सर्व लोकान्सं जहे ॥१॥ नित्यस्सत्य स्सर्व साक्षी महेशो नित्यानन्दो निर्गुणो निर्विकल्पः। आनन्दरूपो भगवा न्गिरीशः स्वाविद्यया मोहित मातनोति ॥ २ ॥ अजात इत्येवं कश्चि द्धीरुः प्रपद्यते रुद्रयत्ते दक्षिणं मुखं तेनमां पाहि नित्यम् ॥ ३ ॥**

**इत्येव मादीनां पिप्पलाद शार्वीय श्वेताश्वतर**

---

1 ( અવિચ્છિન્ન જ્વાલા )

અમો આસ્તિકાગ્રગણ્ય હોવાથી શ્રી વૈકુંઠનાથની ઉપા-

शास्त्रीय श्रुति वाक्याना मात्मगत पदातिशय तात्प-र्य पर्यालोचन या महेश्वर स्तावदेक एव सन्सर्वेश्वरः सर्व साक्षी अजन्मा तदन्येतु सर्व एव हरि ब्रह्माद-योज निमन्त इत्यव धार्यन्ते । अपर्यन्त स्ताव त्का-लस्य समुद्राम्भस इव विप्लुषो । ब्रह्म विष्ण्वाद्यव स्थान कालस्य तदिति कर्चव्यतानां चालना यत्तो-च्चावचो पाख्यान तात्पर्य परिचिन्तया तेषामपि दे-हत्या गादि व्यापार व्यापृतस्य "तमेव चाद्यं पुरुषं प्रपद्य" इति भगवदुक्ति पर्या लोचन याच स्वेतर जनालिदैव पारवश्य समान स्वाभावाभिधायिनो म-हात्म्यस्यनतु न भवत्येव तौल्य कथा गन्धमनाद्य नवच्छिन्न काल कारण भूतेन परमात्मना परम रु-द्रेण । तथा च मंत्र वर्णः "श्वेताश्वतराणाम्"

सविश्वकृद् विश्वविदात्म योनि र्यः कालकालो गुणी सर्व विद्यः" इति ॥

૨૧. ( આ બાબતમાં પીપ્પલાદ શાખીય મંત્રનો અર્થ એવો છે કે ) પીપ્પલાદ શાખીય ઉપનિષદ્‌માં આ પીપ્પલાદ ઋષીને કહે છે કે—

જેના અંગથી હરિરૂદ્ર છે મુખ્ય જેમાં એવા દેવતાઓ ઉત્પન્ન થાય છે. તેને હું જાણુતો નથી. તેમ (સુરેન્દ્ર) દેવતાઓનો મુખ્ય જે ઇન્દ્ર તે પણુ જાણુતો નથી—અને તે મારો અને વિષ્ણુનો પણુ જનક છે. દેવ ( સ્વપ્રકાશ )

છે. ઇડય એટલે સ્તુત્ય છે. અને જે મહા પ્રલયમાં સર્વ લોકને પોતાનામાં વિલય કરે છે.

એ મહેશ નિત્ય એટલે ત્રિકાલાબાધ્ય છે. તેજ સત્ય છે. અને સર્વનો સાક્ષી છે. અને અપરિચ્છિન્ન છે આનંદ રૂપ છે. નિર્ગુણ છે. નિર્વિકલ્પ છે. તે કોઇનાથી કલ્પના કરી શકાય તેવો નથી. અને આનંદૈક સ્વરૂપ છે. ભગવાન ષડ્ ગુણૈશ્વર્ય સંપન્ન છે. અને ગિરિશઃ મહા કૈલાસવાસી છે. અને તેજ પોતાની અવિદ્યા વડે સર્વ જગતને મોહ પમાડે છે. (આ પીપ્પલાદ શાખાના મંત્રોનો અર્થ છે.)

હે રૂદ્ર ! ! તમે અજન્મા છો. એ પ્રકારે જાણીને કોઇએક સંસાર દુઃખથી ભયભીત થએલો એવો અધિકારી પ્રર્થના કરે છે કે. જે તમારૂં દક્ષિણ મુખ છે. તે વડે કરીને આ સંસાર દુઃખથી મારૂં નિત્ય નિરંતર સંરક્ષણ કરો. ( એ શ્વેતશ્વતર શ્રુતિનો અર્થ છે. )

ઇત્યાદિ શ્રુતિ વાકયોમાં રહેલા પદના અતિશય તાત્પર્યના પર્યા લોચન વડે મહેશ્વર તે એકજ સર્વનો ઇશ્વર છે. ( એક હોવા છતાં સર્વનો ઇશ્વર છે ) સર્વનો સાક્ષી છે. અને અજન્મા છે. તેથી બીજું હરિ બ્રહ્માદિક સર્વ જગતઉત્પત્તિ વાળું છે. એમ નિશ્ચય થાય છે. તેમાં ઉપપત્તિ એવી છે કે જેનો અન્ત નથી એવો જે કાલ રુપ સમુદ્ર જલનાા કણ જેટલી બ્રહ્મવિષ્ણુવાદિ ી સ્થીતી અને તેઓની ઇતી કર્ત્તવ્યતાનો ચલાવનારો કાળ છે એ બાબત અનેક પ્રકારના ઇતીહાસ પુરાણાદિ ગત ઉપાખ્યાનના તાત્પર્યના વિચાર વડે તે બ્રહ્મવિષ્ણુવાદિકનો દેહત્યાગાદિક જે વ્યાપાર તેમાં આશક્ત એવા અને શ્રીભગવત્

ગીતાના પંદરમા અધ્યાયમાં "तमेव चाद्यं पुरुषं प्रपद्ये" તે આદ્ય પુરૂષને હું પ્રણામ કરૂંછું. એવું સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનના મુખનું વચન જોતાં જે સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્માની ઉપાસ્ય દેવતા—તથા પોતાનાથી ઇતર જન સમુહનું જેમ દૈવ પરાધીન પણું છે. તેનાજ સમાન સ્વભાવનું અભિધાન કરનારૂં જે મહાત્મ્ય—તે મહાત્મ્યનો—અનાદિ અનવચ્છિન્ન કાળના પણ કારણભૂત એવા પરમાત્મા પરમ રૂદ્ર ( શિવ ) ની સાથે તુલનાનો ગંધ પણ નહિંજ થઇ શકે. એ વાતમાં શ્વેતાશ્વતર શાખીય મંત્રનું પ્રમાણ એમ છેકે. " તે રૂદ્ર જગતનો કર્તા છે. વિશ્વવેત્તા છે. અજન્મા છે. કાલના પણ કાલ છે. અનંત કલ્યાણ ગુણ વિગ્રહ છે. સર્વજ્ઞ છે. ઇતી.

॥૨૨॥ " स्मृतयोपि पाराशर्यो ज्योतिष्यश्च "

एवं मानेन वर्षाणां ब्रह्मक्षय उदाहृतः ।
ब्रह्म क्षय शते नापि विष्णो रेक महर्भवेत् ॥
एवं विधास मासेन प्रयाते ब्द शते द्विजा ।
रुद्रस्यात्मनि लीयन्ते भूत भौतिक सृष्टयः ॥
चत्वारिंश त्सहस्राढै विधेरेकाक्षरः क्रमः ।
चतुर्युग सहस्रन्तु ब्रह्मणो दिन मुच्यते ॥
पितामह सहस्रन्तु विष्णो रसा घटिका मता ।
विष्णो र्द्वादश लक्षन्तु कलार्धं रौद्र मुच्यते ॥

इत्येवं जातीयकाः पाकशासन पद्मासन पद्मनाभानां यथाधिकार मेवमान मुपन्यस्यात ऊर्ध्वं रूद्र

मानमेव परमावधि रूपेण बोधयन्त्य स्तास्मिन्नेव ब्रह्माण्ड मण्डलस्य प्रविलय मात्यन्तिक मवगाह यन्तीति गम्यते चातितराम् । यस्मा देवं तस्मा च्चतुर्विध पुरुषार्थ प्रेप्सावतां परशिवो पास्तिरेव कर्त्तव्य त्वेनाभिधीयते तदुप सर्जनी भूतैवो पास्तिरित रेषाम् । तदप्यनेक विध विभिन्नाकार विरूप लक्ष्म लक्षित कुत्सिताचार किं वदन्ती पूति गन्ध गन्धिताधुनिक मानव परि कल्पित कुमत प्रवेश विरहित मेवेत्यव गन्तव्य मिति दिक् ॥ ॥ ॐ ॥

આ વિષે પારાશરી તથા જ્યોતિષિ સ્મૃતિઓ પણ નિચે પ્રમાણે કહે છે.

આટલાં વર્ષ થયા પછી બ્રહ્માનો ક્ષય કહ્યો છે. એ પ્રકારના સો ( ૧૦૦ ) બ્રહ્માના ક્ષય પછી વિષ્ણુનો એક દિવસ થાય છે. એવા દિવસ પ્રમાણે વિષ્ણુનાં સો (૧૦૦) વર્ષ વિત્યા પછી ભૂતભૌતિક સૃષ્ટિનો શ્રીરૂદ્રમાં વિલય થાયછે

ચાલીસ હજાર વર્ષોએ વિધાતા ( બ્રહ્મા )નો એક અક્ષર થાય છે. સહસ્ત્ર ચતુર્યુગનો બ્રહ્માનો એક દિવસ કહેવાય છે. એવા સહસ્ત્ર બ્રહ્માજી વ્યતિત થતાં વિષ્ણુની એક ઘટિકા ગણાય છે. એવા બારલક્ષ વિષ્ણુ વ્યતિત થતાં શ્રીરૂદ્રની અર્ધકલા કહેવાય છે.

એવા અનેક વચનો થકી ઇન્દ્ર બ્રહ્મા અને વિષ્ણ્વાદિકોનો ક.લ તેમના તેમના અધિકાર પુરતો ઉપન્યાસ કરીને આગળ જતાં શ્રીરૂદ્રનું માનજ પરમ અવધિરૂપે બોધ કરતી એવી સ્મૃતિઓ તે રૂદ્રના વિષેજ બ્રહ્માંડમંડળના આત્યંતિક લયનો પણ બોધ કરે છે.

તે માટે એવું માલમ પડે છે કે ચતુર્વિધ પુરૂષાર્થોની ઇચ્છા ધરાવવા વાળાઓએ પરમ શિવનીજ ઉપાસના કરવી. અને તેમના અંગમાં ઇતર દેવતાઓની ઉપાસના કરવી તે પણ અનેક પ્રકારના આકારવડે વિરૂપ લક્ષણ જે ચિન્હ તે વડે લક્ષીત એટલે ઓળખતા એવા અને કુત્સીત આ- ચાર બાબતની જે લોક વારતા રૂપી જે દુર્ગંધ તે વડે કરીને ગંધીત એવા જે. આધુનીક મનુષ્ય તેઓની કલ્પિત એવી જે કુમત તેમાં પ્રવેશ રહિત થઇનેજ શિવોપાસનાના અંગભૂત વિષ્ણ્વાદિ દેવતાઓની ઉપાસના કરવી. એમ જા- ણવું. શિવંમિતિદિક્

॥ २९ ॥ नायं निबंधः परपक्ष प्रतिक्षेपणार्थः किंतु वैदिक राद्धान्त प्रोद्बोधनार्थः पीठ गौरव संरक्षणार्थश्चेति नवयं विद्वेष्टव्या इति शम् स्वास्ति प्रजाभ्यः स्वास्ति राजभ्यःस्वास्ति पशुभ्यः सुखिनो भवन्तु ॥

मिति अश्विन शुक्लपञ्चम्यां सौम्यवासरे आ- षाढादि सं. १९६५ आद्य श्रीशंकराचार्याणामवतार शकाब्दाः २३७७ स्वारी. मुः डाकोर.

આ નિબંધ કોઇના પક્ષનો પ્રતિક્ષેપ કરવા માટે લ- ખ્યો નથી માત્ર પ્રજાને વૈદિક સિદ્ધાંતનો બોધ થવા માટે અને પીઠનું ગૌરવ સાચવવા માટે લખેલો છે તેથી કોઇને દ્વેષ કરવાનું કારણ રહેતું નથી એજ આશિર્વાદ આસો શુદ ૫ બુધવાર આશાડાદિ સંવત ૧૯૬૫ આદ્ય શંકરાચાર્ય અવતાર શકે ૨૩૭૭ સ્વારી મુકામ ડાકોર.



## જાહેર ખબર.

—:(૦):—

પુસ્તક મળવાનું ઠેકાણું.

(૧) શ્રીમજ્જગદ્ગુરૂ શંકરાચાર્ય શાર[illegible] પીઠ મુ. સ્વારી.

(૨) પ્રસિદ્ધ કર્તાને ત્યાંથી મુ. [illegible]પુર તા. નડીઆદ અથવા મુ. નડીઆદ. ઠે૦ તલાટીપોળ.

(૩) શાસ્ત્રી બાપુભાઇ વિદ્યારામ મુ. ડાકોર સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક.

